એસ

# પાંડવ વિજય

તથા

# દ્રૌપદી સ્વયંવર.

## નાટકનાં ગાયનો.

છપાવી પ્રસિદ્ધ કરનાર

શ્રીદ્વારકા. નૌતમ નાટક મંડળીના મેનેજર

મકનજી જુ[illegible]



અમદાવાદ—વિશ્વેશ્વર પ્રેસ

સંવત ૧૯૫૧ સને ૧૮૯૫



કીમત રૂ ૦—૨—૦

૫૯૫૭

# પાંડવ વિજય
તથા
# દ્રૌપદી સ્વયંવર.

(૧)

હર હરી શ્રી કૃષ્ણ કૃપા, કરજે અમપર
અલ્પ સ્તુતિ તારા, તરૂણની તુ ઉર ધર       હરહરી
અવિચલ નામી, સિના સ્વામી, તુ સાહે કર.
અંતર યામી, છો નીશકામી, હે દીગંબર
ખેલ ભજાવામા, પ્રભુ તુ મદદ કર
એવા દેવા સેવા નીત્ય કરવા, દુખ હરવા
બુદ્ધિ મળશ હે પરમેશ્વર       હરહરી.

(૨)

કરૂં હરણનો શિકાર, ત્યાં હુ સત્વર જઇને.
થાય ખુશી મુજમન, પ્રાણ તેના તો લઇને
ક્ષત્રિ કૂળનો ધર્મ, છેજ મૃગીયા રમવાનો
તરત કરૂ સંહાર, લાભ ભક્ષ મળવાનો.

(૩)

હરણીનો મુજને, શ્રાપ થયો છે, મહા ભયંકર ભારી.
તેથી હવે હુ ઘેર જઇને, જાણ કરૂ વિસ્તારી.
છે આધાર મને, વીદીત વાત કરૂ તેને.

(૪)

પ્રિયા મારી, પ્રાણથી પ્યારી.

હરણને મારી, હરણી છુડાવી
સિકારમા શાપ, થયો દુખ કારી પ્રિયા
સંજોગ સમયમા, હતા નરનારી
ધ્યાન ન ધરતા, માર્યુ તીરભારી પ્રિયા.
તેથી તેઓનો, કહ્યુ રાજા તાગી.
આ સમાગમમા, થશે મ્હાગી પ્રિયા
(૫)
સ્વામીનાથ શોક છોડો, કહુ છુ હુ નીરધાર
લખ્યા લેખ જે લલાટે, તે નહીં ટળનાર સ્વામી
સેવા સદા શભુનાથને તે મ્હાય કરે,
ઉમિયા પતિ ગગા ધારી, વાર છે કરનાર સ્વામી
આયુષ આપો મુજ પતિને પ્રભૂ તમે
એવી આ અભગાની વિનતી, શભુ તુ સ્વિકાર. સ્વામી
મતિ અતિ ગતિ ગહન, ગોવિંદ તણી
ધાર્યુ પ્રભુનુ થાય તે નહીં કદી ફરનાર. સ્વામી
( )
રમુજી પ્રભુની ગીતકળા સગીત કળા પૂર્ણ કળા રમુજી
દૂરતર દુખને ગીત વિસરાવે, અદભૂત ઇશ લીલા રમુજી
રગ ઉમગ ઉમગ ગીતનો, દગ બને સવળા રમુજી
સદગુણ મીશ્રિત થાય સગીતને, શોભે વધુ અબળા રમુજી
(૭)
જે શાપનુ મુજ પાપ છે તે માફ કરીને કાપજે
હે સૃષ્ટિના સરજનાર, પ્રભૂ તું સર્વ દુખ નીવારજે.
હે ઇશ તે નર ગોસને છૂટો, કીધો નીજ દોષથી.
તેમજ તમારા પુત્રનો મારી ગુન્હો કરો હોસથી,

આધાર છે તારા શશિ, રવી સર્વજન સમાનિ ને.
હુ વિશ્વપતિ વિનતી કરૂ, દયા કરો દીન જાણીને
પતિ સતિ શિરોમણી, અર્ધાંગ જીવન હાર છે,
પણ પુત્ર વીના દુ:ખાને સુનો બધો સસાર છે

(૮)

રોક સોક શાને માટે તુ આજે મનેરે
નહી જાવા દઉ હવે તને      રોક સાક
મને સમજાવી તુ, પતિ પાસે આવી
રંગહિન વાત કરેછે, તુ તેની કનેરે      નહીં જાવા
કુન્તા તુ કપટી, મને પાડ છે વિખુટી
હે નફ્ટ નિર્લજ્જ તુ દૂર થાનેરે      નહીં જાવા
નહીં માનુ તારૂ, ધાર્યું કરીશ મારૂ
તેથી બસ બસ ખમ ખમ ચાલી જાનેરે      નહીં જાવા.

(૯)

શાન્તિ રાખ શાન્તિ રાખ, શાન્ત સુંદરી
તન મન વીગે વીચાર તુ
પ્રીયામારી સુખદેનારી, સમજ જરી ધીર ધરી,    શાન્તિ
દૂખમા મારા ભાગ લેનારી, સંપૂર્ણ છો તુ પ્રેમ પ્યારી
રહ્યા તમે ધીરજ ધરી, હિત નિરો જરી      શાન્તિ
અકાલ મૃત્યુ થાશે મારૂ સારૂ નહીં કે'વાય તારૂ
અડવાથી અતિ દુખ ભારી, કા થઇ અરી      શાન્તિ.

(૧૦)

અરે ઓ રાજ કુમારી, ધીરજ ધરે, ધીરજ ધરે, ધીરજધરે
થઇ રહી કેમ બાવરી ચચલ ચતુરા ખરે
માટે મારૂ માન કહ્યું હુ કહુછુ આખરે      અરે.

સ્વામીને શિર શાપ છે સમજ શા'ણીરે
તેથી તને ના કહે છે, એનુ મન ડરે        અરે.
(૧૧)
સાહે કર સાહે મુજને, અદ્વૈત પ્રભુ
સૃષ્ટિ સ્વામી સરાસર હુ તુજથી નમુ        સાહે
અપુત્ર મરીશ, પુત્ર આશ નહી લગાર,
હરણીના શાપે સતાપ્યો આવાર.        સાહે
મુજ મસ્તકથી વઝા મેળુ ઉતાર
દયા કરો દીન પર, દે પુત્રનો પરિવાર        સાહે
(૧૨)
સ્વામી શોક શાને કરોછો મનમા ધીરજ ધરો તમે તનમા,
મત્ર મળ્યા મને રૂષિ તરફના, પુત્ર જતમના        શોક
હુકમ હોવેતો કરૂ તેની સાધના,આનદીમા નાહી કરૂ આરાધના
સાહે થાશે શકર દાતા, વાસી વનના
આપણા હશે જો પુન્ય પુર્વના        શોક શાને
(૧૩)
દુષ્ટ કુન્તા કેને પુત્ર પ્રસવ કયાથી થાય છે તને        દુષ્ટ
તુ કહે છે સ્વામી, પામે નહીં જવાબ લગાર,
એવિણુ પુત્ર તુજને કયાથી, થાય છે આવાર        દુષ્ટ.
વારી રાખે વારે વારે, નહી હુ ધીર ધરનાર
જાવુ જલદી જાવાદેને સ્થભુ નહીં તલભાર        દુષ્ટ.
( ૪)
એ'ની સુણુ શા'ણી મારીરે, કહ્યુ માન તું સુજાન
તારૂ સુખ જાણી, કરે પતિને હેરાની.        એ'ની સુણુ,
અશ્વની કુમારનો આપુ મત્ર હુ તેના પુત્ર થશે એ તને,

માન માન માન મારૂ રાખ કહ્યુ ધ્યાન
તુ છે જ્ઞાની થાને શાં'ણી, મારી વાત માની.    બેનની

(૧૫)

આશ ગણોરે શ્રી પતિની અઘ હરવા;
એનો ભવબ્ધિ તરવા, મુક્તિ મળવા
ઘડી ઘડી મનને દબાવો વાળો
મંગલ પ્રભુ ગુણ ગાવો, સુખ પથ ખરો આજ   આ.શ
નહીંજ માયા સાચીરે, મૃગ જલ સમ જગછે
અવિચલ પ્રભુ પદ ભજ ભજ સુખપથ ખરો આજ આશ

(૧૬)

બંધુ મારા છો મુજ પ્યારા કર ન ન્યારા બાંધો ધર્મ ધારા
કાયદા કર્યા વગર
શી રીને રહે નજર,
એવો ઇશ્વર ડર
ગદાના ઘા મારા    બંધુ
ભીમ ભાગી ગદા તાગી.
ઘણીજ છે તે અકારી
અર્જુન છે. બાણ ધારી
કર હાર સારા—બંધુ

(૧૭)

ચાલો જઇયે જલદીરે પીતાજીની પાસે
ત્યા જઇશું ઘીરજ દઇયે, દુ:ખ સહિયે, દરદનુ કહિયે
પીતાજી છે દરદીરે.    ચાલો.
વૃધ તાતના બીમારપણાની ખબર સીપાઇયે આવી દીધી.
સત્વર થાઓ આવો એવી આવી વરધીરે     ચાલો.

(૧૮)

સુણો પિતા અમારા, પિતા અમારાછો પુજ્ય પ્યારા, સુણો
દુખ તમારૂ જોઇ મન મુઝાય અમારૂ સુણો
વૈદ બોલાવુ દવા કરાવુ, થાઓ તમેજ સારા સુણો
આયુષ ઇશ આપે, દુખને કાપે જાગે કષ્ટ તમારા સુણો

(૧૯)

પિતાજી તમે તો સ્નગે સીધાવ્યા, શુ બન્યુ શુ બન્યુ શુ બન્યુ
શુ બન્યુ રાય રાય રાય રાય
અનુચર તારા, કીધા છે ન્યારા, છત્ર અમારા હતા તમે મારા
હે મુજ પ્યારા, સુખ દેનારા, દુખ હરનારા, શુભ ઇચ્છનારા
કોઇપર કોપ કીધો નથી, રાજનો લાવો લીધો નથી
કહીયે શુ કથી કથી દવા કીધી મથી મથી, રાય રાય રાય રાય

(૨૦)

પડયો પડયો પાડવનો બાપ, ત્યા બહુજ છે ઉત્પાત,
તે મુખથી બોલ્યો આપ, કહુ તમને સાચી વાત
ખાઓ મગજ માસ ત્રણ ગ્રાસ પૃથ્વીમા પામો પ્રકાશ,
એમ પાડુએ તેના તનને, કહ્યુ ભાગ્યુ છે માગ મનને
ખોઇ બેસાશ સૃષ્ટિ રતનને, ચાલ ચાલ કર કાઇ ઉપાય,
હુ આપો આપ ત્યા બહુજ છે ઉત્પાત પડયો પડયો

(૨૧)

વિષ પત્રારી વાતરે, તમે મત્ય કહો છો
અનર્થ અમથી થાતરે તમે સત્ય કહોછો
મગજ પિતાનો ખાત, તેથી બુદ્ધિ બગડી જાત તમે
ચાલો બધુ જઇયે જલદી, બેઠા બ[illegible]માજ. તમે.

(૨૨)

હવે પિતા મારાને, અગ્નિ દાહ દઉં આ વાર,
ચિતાના માથાનો મગજ ખાઉં હું લગાર
બ્રાહ્મણે ભલે ના કહી, તો તેથી શું થનાર;
તાતનો હુકમ નહી, તોડું છેલી વાર,
થાનાનું તે થાય, પ્રભુ વીનવું વારવાર

(૨૩)

દે વચન દે વચન સહદેવ તું મને,
ત્રિકાળ વિદ્યા સાંપડી છે આજે તને,
તું જે વાત જાણે તેવો જાણજે મને
દુષ્ટ થયો એવો તું વિચારજે મને,
પુછે તને કોઇ ત્યારે કે'વું તેહને
તે વિના ના ભેદ દેવો તારે કોઇને      દે વચન

(૨૪)

રાધાપતિ કૃષ્ણ વચન, આજ આપ્યું છે તમે,
પાંચ પાંડવ અમે ત્યાં, છઠ્ઠા તમે શ્રી મોગરી
નહીં નહીં અન્ય ગણો હે પ્રભુ અમને      રાધાપતિ
સેવક સૌ તમારાની, સાહે કરી છે તમે,
તેવી રીતે વાર કરો, વચન દેઈ પ્રભુ મને    રાધાપતિ

(૨૫)

સુણુ અર્જુન તું બંધુ મારા, કેમ શરીર સુકાયું તુજ પ્યારા.
દીલમાં દીલગીરી શું તારા, તે તરત તું કેહેને પ્યારા. સુણુ.
તમે જેષ્ટ બંધુ છો મારા, કહું વાત વીત્યાની સુણો પ્યારા.
પડે પ્રથમ દાવ દેવો ભાગ, એ પ્રમાણે મુજને પ્યારા
તેથી કૌરવ કષ્ટ દે સારા, એ દુઃખ દીલમાં આપો તારા

(૨૬)

અર્જુન તુ ડરના લગાર, ધીરજ ધર મનમાહી હવે તુ,
રમત રમાડીશ એને આજે હુ, હરાવુ આ વાર     અર્જુન
હતો હેરાન તુ પ્રથમ દાવથી, ખબર નહીં તે વાર,
હવે છોડુ નહી એ દુષ્ટોને, રમવા થાઓ તૈયાર   અર્જુન

(૨૭)

બધુ મારારે, સુણો વચન મારારે
પ્રથમથી દેશે કોણ દાવ, જેથી આ રમતનો થાશે જમાવ
માટે મુખથી બોલો કોઇ, તોડો ન ધારારે          બધુ

(૨૮)

તમે સહુ રમવા થાઓ તૈયાર, ધાગ પમણે પ્રથમનો દઉ
દાવ, આજે આવાર
જલદી જાઓ, કરો ન ઝાઝી વાર. આજ મારે તમ સૌને
કરવા છે ખ્વાર.

(૨૯)

દેદાવ દુર્યોધન સુજાન, ભાઈ સૌ સમાન તુ નજાન એનાદાન દેદાવ
ગતિ નહી અર્જુનમા, પોચવાની તનમા
તેથી તેને બહુ રજાડયો, તને મારી મે પછાડયો
મારે હવે લાવ દાન, ઝટપટ ચડીઆવ
હદીગયો હારીને તુ. છોડ અભિમાન     દેદાવ

(૩૦)

ભીમ બહુ બળવાન છે, તે ખબર નહી લગાર
એની કઇ યુક્તિ કરીને, પોચાડુ જમદ્વાર     ભીમ.
વૃક્ષથી મારા બધુને, પછાડયા પૃથ્વીપર.
તેથી તેની યુક્તિ કરી, મારે સત્વર.

ઝેર દેતુ જમતામા, બોલાવી મારે મેહેલ.
લડુ ખાશે કે તરત, મરશે તે સેહેલ
એક જે બળાાન છે તેનો જલદી કર નાશ
પછી બીજા ચાર નજીતે, એવી મને આશ ભીમ.

(૩૧)

ભીમ ભ્રાત ચાલ જમનાને આજે તુ આજે.
કહ્યું માનવુ તારે છાજે પછી જાજે ભીમ
મીજ માની આજે, જમવાને કાજે.
ગમે તારે તેટલા, લાડુ તુ ખાજે. ભીમ

( ૩૨ )

દુશાસન થાળ ભોજનનો લાવજે, ભોજનનો તુતો લાવજે,
સર્વ પકવાનો પીરસી રાખ્યા હશે, તે તરત લઇ ઝટપટ આવજે;
ભીમને જમાડી કરીયે પ્રસન, તને કહ્યું છે તે લાડુ પીરસાવજે દુશા.

( ૩૩ )

સુણો સહુ વાત તમે સારી, ઝેરે ભીમની કરી છે ખ્વારી,
હવે ઉમેદ પુરી થઈ મારી, સુણો વાત સહુ ભ્રાત
નાખો ભીમને ગગાની માહી તમે સવ મળીને ભાઇ,
જાઓ જલદી કરો તૈયારી, સુણે વાત સહુ ભ્રાત

( ૩૪ )

દુર દૈવ દગો દીધો તે આજ, બધુ મરણથી થયા નારાજ,
ભાઇ મારો ભડ ભીમ જે, બધુ મરણ પામ્યોજ તે,
બન્યુ અકાલ કેમ તે, હવે કેમ રે'શે લાજ,
દુષ્ટ દુર્યોધન છે દુશ્મન, વળી વધારે સકુની કરણ,
દયા કરો દામોદર દયાળ, કષ્ટ કાપો શ્રી મહારાજ

( ૩૫ )

વાત સુણી -હદય ચીરાયરે, અરરે નસીબ તે આ શુ કર્યું,
મારા પુત્રનો લીધો પ્રાણુરે અરેરે.

હે ઈશ્વર તને આવુ ઘટેના, તુ લે મારી સભાળરે
પતિ પુત્રનો પ્રાણુ લતા ન આવી દયા, કઈ જરાયરે અરેરે

(૩૬)

દુષ્ટ દુર્યોધન દગોદીધો તે જમતામા ઝેર દીધુ છે
નીલજ નફ્ટ નટ ખટ તે આ કુડુ કૃત્ય કીધુ છે
ધીક દુષ્ટનુચ્યાહત્રકદાસુકુ તકીતને,માડ આ ગદા ત્યારે શાન્તિથાયમને
નાગના પ્રતાપે આવ્યો હસ્તિનાપૂર કને ધીક

(૩૭)

ભીમને બચાવ્યો છે હે દૈવ તે હે દૈવ તે હે દૈવ તે રે
સ્તુતિ પ્રભુ તારી આજે કરીયે અમે, કરીયે અમે કરીયે અમેરે
સૃષ્ટિ સર્જનર આજ તમે મો કષ્ટને
કાપજો આપજો મુક્તિ આપને
તમે તો સદા રક્ષક, રેહેજો સેવકને
હે પ્રભુ નમીયે અમે તુજને
આનદ આપ્યો પાચે બધુને
છે તમે અમને મનને તનને શીશ નમાવો જગદીશ.
ને રહામ અમારી કીધી ભારી હે દૈવ તે ભીમ

(૩૮)

આભાર આપનો થયો છે બહુ ભારી
સમ દૃષ્ટિ તમે સારી વીચારી કરી નીતિની બારી
જેથી નહો થાય કુમપ કારી મતિ અતિ આવીછે સારી
બાળ પણામા પિતાજી ગુજર્યા તોડી ગયા પ્રીત અમારી
પણુ અમાગ દુ ખને દૂર કરીને પાચેને રાખ્યા તમે પાળી બહુ

( ૯ )

રહો અમગતારી ગાદી આ સારી હસ્તિના પુર રાજન.

એની આશિષ અમારી, જાયે બલહારી તમને સભારી હસ્તિ
સો પુત્ર છે તા'રા હસ્તિના પુર રાજન
દેખી નીરખી હરખે છે, આજે અમારૂ મન
રહો ખુશી તમારી, સભા આ સારી, જાયે બલહારી હસ્તિ
બધુના પુત્ર પાચ છે, તુજને મહારાજ,
ધર્મ ભીમ અર્જુન નિકુલ સહદેવ બિરાજયા આજ
સુખની નજર રહેતારી, સોહે મુરારી, તમને બલહારી હસ્તિ

(૪૦)

પિતાજી જાઉ હુ આવાર, કરાવુ મે'લને તૈયાર.
સુ શોભીત મે'લ સુદર ઘાટ, વણો કરશુ તે માહી દાટ
એમા કેવુ નહીં પડે હે તાત ભ્વિકારોને કહુ છુ વાત

(૪૧)

વાત સુણ મારી, તને કહુ છુ વિસ્તારી તુ સમજજે સારી
હે મુજ બધુ, હે મુજ બધુ
કરના અકારો મેલ, કપટનો સારો એવા મારા વિચારો
ધ્યાન રાખજે તુ ધ્યાન રાખજે તુ
ચુનામા મીલાવી લાખ દેવીજ જમાવી, દઈયે મે'લને સળગાવી
હુ ખુશી બનુ હુ ખુશી બનુ
સમય વિચારો, દવા બહારો સમય વિચારી, તમે કરોને તૈયારી
એવી છે આ બાની, જેથી તપ થાઉ જથી તૃપ્ત થાઉ

(૪૨)

અરે અરે ઈશ્વર કયાથી, આગ આવીરે
ભડકા ઉઠે ત્રાસ છૂટે ઉગરવા ન ઉપાય
તેથી ઇશ્વર તારા સેવકને કરજે તુ સહાય અહોહો

(૪૩)

બત્રીશો માન્યો માતાને નહો મળ્યો આવાર
થાય ભગવત મારૂ તોતો કોપ કરે કિરતાર.

ચાન હવે જીવ જલદી જઇને, શોધુ દશ દિગપાગ.
બત્રીશો નર નહીં મળેતો, જાશે મારો કરાર
(૪૪)
મારા પ્યારા પુત્રોને ગયોરે હરિ, પુત્ર વિનાની મુજને કરી,
આ દુનિયામા વહયાછે દુખબહુ દશા મારી શુ કરી મારા
ધર્મ અર્જુન નીકુલ સહદેવ દયા કેમ ન આવી જરી મારા
સાહે પ્રભુતુ અર્જ કરૂ હુ અન હદ થઇ શ્રી હરી મારા
(૪૫)
શુ દુખ દીલમા માનુ તમને, મારા માતાજી જલદી કહોનેમને
પાચે પુત્રો તમારા, છીયે કેના અમે શુ દુ
કયા છે બધુ મા'રા, કહોને મને, દેખાતા નથી કેમ આજે વને
ચીંતા થાય છે મારા મનને, જેથી કહો શાન્તિ રાખી તનને શુ
(૪૬)
પુત્ર કહુ સુણુ પ્યારા હાર માગ પુત્ર
દાનવ લઇ ગયો બ'ધુ નાગ, હરણ કરી સારા પુત્ર.
ન આવ્યા દુખના આરા, ચાર પુત્રો થયા ન્યારા
મુજ આખ તારા, પુત્ર કહુ સુણુ પ્યારા હારેહારે
(૪૭)
કરજે દેવી સ્હાય, ભક્ત વત્સલ ભૂ'વરી
બધુ છે બધીવાન, મુક્ત કરો માહેશ્વરી
શુ હુ સ્તુતિ તારી, એક જીભ્હાથી ઉચરૂ
શરણાગત નીભય કરો, સદા ધ્યાન તારૂ ધરૂ.
( ૪૮ )
ભક્ષ ભનુ મળ્યુ માતાને સારૂ, હતુ જે મુજ મનમા મે ધાર્યું,
જઇ જલદી ધરીશ ઇશ્વરીને, જેથી તૃપ્ત થાય મન મારૂ ભક્ષ
કોઇ રાજવંશીના તે હશે રણધીર, તેને લઇ દેવી પાસે સહાર ભક્ષ
( ૪૯ )
થયા પ્રભુ સ્હાય અમને આ વાર, કર્યા દુખ દૂર તે કિરતાર;

માતાજી વનમા કરે વલોપાત, જોઇ પાચે ભાઇને થાય રળિયાત;
હવે ચાલો જલદી માજીની પાસ, વનમાહી બેઠા હશે ઉદાસ

( ૫૦ )

પ્રાણથી પ્યારા પુત્રરે બે વાર
નહીં આવ્યા મે ગુમાવ્યા, દુષ્ટથી હાર્યા ફેર કર કા પ્રભુ.
બચાવનાર તુ પ્રાણથી પ્યારા,
શુ થયુ તમારૂ રે બે વાર
ધીરજ જાએ કાંટ થાએ હદય ચીરાયે માણુ આપ હવે હરી
અનહદ આકરી પ્રાણથી

( ૫૧ )

શોક શાને માટે કરો બાઇ તમે, દીલમા દુખ શુ તમારા તે કહોને મને
કલ્પાત કરતા તમને, જોઇ મુજ દીલ તો દુખાય,
પુત્ર તમારો જાશે અહીંથી કોની કને, શોક શાને
વાત વિસ્તારીને કહો, તો ખબર પડે લગાર;
કષ્ટ તમારૂ કાપીશ, શાન્ત રહો તમે શોક શાને

( ૫૨ )

કોઇનુ કામ નથી બધુ ત્યા જવાનુ આજ,
મારા વગર તમારાથી નહીં થાય કાજ. કોઇનુ.
કહુ નહીં નાજ, જાઉછુ ત્યાજ,
રાક્ષસને કરવા ધાજ, પ્રાણ લેવા આજ, કોઇનુ.

( ૫૩ )

થાને થાને તૈયાર, મુજથી લડવાને આ વાર,
જીવ લીધા તે ઘણા જનના, દયા લેશ નહી આવી મનમાં.
મદા મારૂ હુ તારા તનમા, છોડુ નહી લગાર થાને થાને.

( ૫૪ )

અમોને અવિચલ ભક્તિ દેજે,
રાધાપતિ છે અકળગતિ, બહુ ભારી મતિ તારી,

અમનેય રીઝેસારી અતીન્યારી,દુખરીઅમનેમુક્તકરીદે અવિચાર
સદા અમારી સાર કરી ઇશ્વર તમે,
પાપો કાપો આપો સેવા તમે અર્જ અમે કરીયે છીયે,
પ્રભુ ભાવથી દીલથી, તારે શરણે આવશે
તેને તુ તો તારશે, દુખથી તો છોડાવશે પરમેશ્વર તુ.
સ્તુતિ ભકિત માની લે, ઇશ્વર ભકિત દેજે

( ૫૫ )

તપસ્વી દેવ સેવ રૂષિ મુની તન મનથી ભકિત કરવા,
આવ્યા છીયે આશ્રે તમારે તપસ્વી.
સર્વ સાર સર્વ સાર, જાણોછો રૂષિ મહારાજ,
તમો જેવાની અમો સેવા કરવાને
રૂષિ રહેમ રાખો રંક દાસની ઉપર છો રૂપ મહાદેવ,
અર્જ આ અર્જ આ અર્જ આ પુરી કરો અર્જ આ
હસ્તકમાળા છો દયાળા હમેશ જન તપ કરવા વાળાછો દેવતા તપસ્વી

( ૫૬ )

ચાલો સર્વે ગોપો તમે સાથ મારી દ્રૌપદ કરે છે સ્વયવર બારી,
દેશો દેશના રાજન શી ત્યાંહી ભેળા થયા હશે દ્રૌપદ નગરી માંહી
ત્યાં કૃષ્ણ મહારાજની હરો સ્વારી, દરશન કરશુ તેના શુભકારી

( ૫૭ )

મે કર્યો છે મારી પુત્રી માટે સ્વયંવર આજે,
કીધો છે રાજનથી, મે મનથી તનધનથી દાન પ્રેમનથી
પુત્રીના શુભ કાજે મે કર્યો છે
ઉપકારી કાનો છે પધારી આ રાજે,
તેથી સર્વે શોભા રહી, આ સભા સમાજે
મચ્છવેધ કર તેને, પુત્રી દઉ હુ આજે;
પુત્ર હવે તુ તેડવાને જાજે મે કર્યો છે.
ધૃષ્ટ દ્યુમન તુ દ્રૌપદીને જલદી તેડી લાવ,

બોલાવી તેને તુ તરત પાછો આવ
સભા સર્વ ભરાઇ છે, રાજ થયા તૈયાર,
મચ્છવેધ કરતા તે, નહીં લગાડે વાર          મે કર્યો

( ૫૮ )

સખી આજે આનંદ અંગમા છે અપાર,
શુરવીર સર્વ આવ્યા છે રાજ્ય સભાની માંય
વરમાળા આરોપુ હુ, દાસી જઇને ત્યાં          સખી
પિતાએ પણ લીધુ છે મચ્છ વેધવા નીરધાર
મન માનિતો પતિ આપજે, મુજને જગદાધાર  સખી

( ૫૯ )

સત્વર થાઓ શુરવીર તમે મચ્છ વેધવા આ વાર,
તમે તુર્ત થાઓ તૈયાર, કરો નહીં વાર
જો હિંમત આને તો સર, ચડવો તમે કર,
ન લગાડો વાર. સૌ સભાજન સરદાર, કરો જય જયકાર
સૌ સભા જન સરદાર

( ૬૦ )

અરે આ શુ થયુ શુ થયુ શુરવીરોને આજ,
કોઇ ઉઠતા નથી, તમે તો મહારાજ  તમેતો મહારાજ
સત્વર થાઓ સત્વર થાઓ કરો ક્ષત્રિનુ કાજ,
તેજ તમારૂ કયા ગયુ, ક્ષત્રિની ખોઇ લાજ ક્ષત્રિની ખોઇ લાજ.
પાડવો જો હોય તો ટાળે દીલની દાઝ,
મચ્છ વેધવાને માટે ન કહે તે નાજ  ન કહે તે નાજ

( ૬૧ )

જુવો જુવો સખી વિપ્રનુ કેવુ કામ,
મચ્છ વેધવાને થયો તૈયાર, ધનુષ ચડાવ્યુ એણે કેવી બીડી છે હામ
ગર્વ ઉતારશે રાજનના આ વાર,
કાપડી છે પણ દીસે છે ક્ષત્રિવાન          જુવો જુવો.

પિતાજીનુ પણ રહ્યુ છેલીવાર, મચ્છવેધી વિપ્ર થયોછે કીર્તિવાન

(૬૨)

લડવા લડવા આવો રણક્ષેત્રમા આજ,
તમ સહુ શુરવીર, થાઓને તૈયાર
દ્રૌપદને ડરાવો, શુ તમે આવાર,
ધીક છે ધીક છે તમને અરે નહીં ધરો ગુમાન
લઇશ હુ તમારો જાન, નહીં રહે હવે તમારી જાણો લાજ લ

( ૬૩ )

ધૌમ્ય રૂપિ હવે નહીં ગભરાવુ, તીર ચડાવી યુધ્ધ મચાવુ ધૌમ્ય
વિચાર ધારૂ શત્રુને મારૂ, સહાર કરી તેના મસ્તક ઉડાવુ ધૌમ્ય.
માર બાણુ ચીધીદઉ વેરીનેવીંધી તેના શોણીતની નદી ચલાવુ ધૌમ્ય

( ૬૪ )

બધુ આજ દુશ્મનોને હાથ બતાવો,
રણે ચડી રણ ધીર પાછા નહીં ધાવો બધુ
એવી આજ્ઞા અમારી, એકદમ તુટી પડી,
અરીને તો નાખો મારી, શુરથી ડરાવો બધુ
નહીં કરવા વિચારો, એકદમ માર મારો
જઇ શત્રુને સહારો, વિજય કરી આવો બધુ.

( ૬૫ )

સત્યની આખર, હવે પ્રભુજી કરી હાર તો અરીની કીધી;
ધર્મ ધરી પાપ હરી, વાર ખરી અમને કરી છે હરી
સ્નેહ ભરી સુખ કરી, ગયા છે ટળી દુખો જરી
સ્તુતિ આ સ્તુતિ આ સ્તુતિ આ સુનો તમે ઉર ધરી,
નમિયે છીયે તમને હે હરી આ શા પુ રી
અમારી તમે કરી, આજે ઇશ્વરી સત્યની

સમાપ્ત.

## નમ્ર વિનંતિ.

આ ખેલની સર્વે માલીકી અમારીજ છે, માટે કોઈ-એ પણ અમારી પરવાનગી શિવાય છપાવવો અથવા ભજાવવો નહીં એવી અમારી ખાસ ભલામણ છે.

આ ગાયનો હારકાંમાથી મકનજી જુઠાની વખારેથી મળશે આ મંડળીનું જ્યા મુકામ હશે ત્યાથી રોકડી કીમતે મળશે.

વિ. મકનજી જુઠા.

હા. નો ના. મ. મે.